૬ યદુરામજી મહારાજ સ્મારક ગ્રન્થમાળા મણકો ૧ લો.

॥ ૐ नमोबाला-मुकुन्दाय ॥

શ્રીવૃદ્ધનગર (વડનગર) નિવાસી પૂજ્યચરણ
શ્રી સમર્થ શક્તિ-ભક્ત
શ્રી યદુરામજી મહારાજ રચિત

# શ્રીમુકુન્દભજનમાળા

સંવત ૧૯૮૪ — સને ૧૯૨૮

પ્રથમ આવૃત્તિ — સર્વ હક્ક સ્વાધીન

પ્રત ૧૦૦૦ — મૂલ્ય ૦-૨-૦



આચાર્યશ્રી યદુરામજી મહારાજ

સંશોધક અને પ્રકાશક:

ગં૦ સ્વ૦ સંતોકબ્હેન
સ્વ૦ મહારાજશ્રી મોહનલાલજી યદુરામજીનાં પુત્રી
ઠે. પુંજીરામ જોશીનો માઢ-મુ. વડનગર.

# પ્રસ્તાવના.

મારા પરમ પૂજ્ય પિતામહ શ્રીમદ્યદુરામજી મહારાજનું વિસ્તૃત જીવન અને તેમનાં ભજનોનો એક સારો સંગ્રહ પ્રકટ કરવાની રા. ભાઈ રણછોડલાલની લાંબા વખતની પ્રબળ પ્રેરણાને લીધેજ આ નાનકડું પુ[illegible]જ શ્રીયદુરામજી મહારાજજીના ભક્તો સમક્ષ મુકી શકી છું. મોટો ગ્રંથ પ્રકટ કરવાની તૈયારી પણ મોટીજ જોઈએ અને તે ન થઈ શકવાથી આજનો આ નાનું પુસ્તક બહાર પાડ્યું છે. ભાવિક ભક્ત જનોમાંથી જેઓ શ્રીયદુરામજીનાં શક્તિભક્તિનાં પદો છપાવી પ્રકટ કરવામાં યથાશક્તિ આર્થિક મદદ કરી શકે તેમણે બનતી સેવા કરવી જોઈએ. શ્રીયદુરામજી મહારાજનું ચમત્કારિક જીવન અને તેમણે સમયે સમયે મહામાયા જગદંબાના કરેલા સાક્ષાત્કાર ખાસ જાણવા જેવા છે. હવે પછી જે ગ્રંથ પ્રકટ કરવાની ધારણા છે તેમાંથી શક્તિની ઉપાસના કરનારાઓને ઘણુંજ જાણવાનું મળી શકશે. એ પુસ્તકમાંથી શક્તિની ઉપાસનાનું તત્વ બરાબર સમજાશે. શ્રીયદુરામજીનાં છૂટાં છવાયાં કેટલાંક ભજનો જેમને જેમ ફાવ્યા તેમ કેટલાક જનોએ છપાવી બગાડ્યાં છે. તેમને તેમ કરતા અટકવા અને અમારી સાથે પત્ર વ્યવહાર કરી સુધારો—શુદ્ધિ કરી લેવા સૂચના છે. આ પુસ્તકમાં માત્ર શ્રીમુકુન્દ ભગવાનનાંજ ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. વાંચક સારી રીતે જાણે છે કે શ્રીયદુરામજીએ શ્રીબાળા અને મુકુન્દની એમ બન્નેની ભક્તિ કરી તેમને પ્રસન્ન કર્યાં છે. આ પુસ્તક પ્રકટ કરવામાં નિઃસ્વાર્થ ભાવે રા ભાઈ રણછોડલાલ હરિલાલ ભટ્ટે જે શ્રમ લીધો તે તેમની શ્રીયદુરામજી મહારાજ તરફની શુદ્ધ ભક્તિજ સૂચવે છે. મા જગદંબા તેમનું અને સહુ ભક્તોનું કલ્યાણ કરો!

શ્રી ગુરૂપૂર્ણિમા સંવત ૧૯૮૪ **ગં૦ સ્વ૦ સંતોક બેનના** આશિર્વાદ.

# શ્રીમદ્યદુરામજીનું જીવન સુવાસ.

ગુજરાતને આંગણે થઇ ગએલા સમર્થ દેવીભક્તોમાં શ્રીમદ્ ભટ્ટ વલ્લભધોળાનું નામ મોખરે છે, એવાજ બીજા અનન્ય સમર્થ શક્તિભક્ત શ્રીમન્ યદુરામજી મહારાજ પણ તેમની જોડમાં ઉભા રહી શકે એવા, એ મહાનુભાવનો જન્મ વડનગરમાં થયો હતો. શ્રીયદુરામજી જ્ઞાતે મોઢબ્રાહ્મણ હતા, તેમના પિતાનું નામ મૂળશંકર હતું અને તેમનાં માતુશ્રીનું નામ વખતબા હતું. માત-પિતા અત્યંત ભક્તિપ્રિય હતાં, અને તેમજ પરિણામે એવા સુપુત્રનો તેમને ત્યાં જન્મ થયો. શ્રીયદુરામજીએ એકલી શક્તિનીજ ઉપાસના નથી કરી, તેમણે શ્રીમુકુન્દભગવાન-શ્રીરણછોડરાયની પણ અપૂર્વ ભક્તિ આદરી હતી. એમના વિશાળ અને પવિત્ર જીવનની કથા જ્યારે અમે વિસ્તૃત રૂપે સમયે રજુ કરીશું ત્યારે તેમણે શ્રીકૃષ્ણ અને ભગવતી જગદંબા-બાળા બહુચરીનાં કેવી રીતે પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં, અને તે ઉપરાંત અનેકવિધ ચમત્કારો તેમણે જોયા અને લોકોને બતાવ્યા તે જ્યારે વાંચકોના જાણવામાં આવશે ત્યારે તેમને પૂજનારા, માનનારા, અને નહિ માનનારા સહુને આનંદ સાથે આશ્ચર્ય થયા વગર નહિજ રહે,

આજે તો તેમણે બનાવેલાં ભાવભર્યાં ભજનોનો આ નાનકડો સંગ્રહ રજુ કરી અમે શ્રી યદુરામજીને ગુરૂભાવે જોનારા ભાવિક જનોની વર્ષોની માગણીને થોડીગણી સંતોષીને આનંદ પામીએ છીએ. આ ભજનમાળામાં ખાસ કરીને શ્રીમુકુન્દ-ભગવાન રણછોડરાયનાંજ ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને હવે પછી જે ગ્રંથ અમારા તરફથી પ્રકટ થશે તેમાં માત્ર શક્તિનાંજ ઉત્તમોત્તમ ભજનો પ્રકટ થશે. શ્રીયદુરામજીને આજ વર્તમાન સાક્ષર મંડળમાંના ભાગ્યેજ કોઇ જાણતા હશે

તોપણ તેમનું સ્થાન ઉચ્ચ છે, એમાં કાંઇજ નવાઇ નથી. તે એક ઉત્તમ કોટિના ભક્તકવિ હતા. તેમનાં કેટલાંક કાવ્યો તો તેમની અપૂર્વ કવિત્વશક્તિ માટે આપણને માન પેદા કરાવે છે. આ મહા-પુરૂષના મહાજીવનને આ ન્હાની ભજનમાળામાં શી રીતે આલેખવું એ નથી સમજાતું. અને એમ કરવા જતાં માથું ન્હાનું અને પાઘડી મ્હોટી એ વાળો ઘાટ થાય છે. એટલે હાલતો વાંચકો, શક્તિભક્તો અને શ્રીકૃષ્ણના ઉપાસકો એટલુંજ જાણી લે કેઃ વડનગરમાં શ્રીયદુરામ મહારાજ જન્મ્યા, અને તેમણે શ્રીબાળા-મુકુન્દની ઉપાસના કરી. વિદ્વાનો અને સાક્ષરો માની લે કેઃ તેઓશ્રી એક ઉત્તમ કવિ હતા, સાક્ષર હતા, એમ તેમને ઉત્તમ પ્રકારના સાક્ષર તથાજ કહીએ છીએ કેઃ તેમણે પોતાનાં જ્ઞાન-શક્તિ દ્વારા ઇષ્ટસ્મરણ-સ્તવન કરી તેને શોભાવ્યાં છે, અને એ દ્વારા રસભરી વાણીમાં ગુજરાતમાં શક્તિ-ભક્તિ તત્ત્વનો પ્રચાર કર્યો છે. શ્રીયદુરામજીને બે પુત્રો હતા. એક તેમના ઉત્તરાધિકારી ગાદિપતિ શ્રીમોહનલાલજી અને બીજા શ્રીમદ્-કપિલદેવજી મહારાજ. શ્રીમોહનલાલજીનાં પુત્રી ગં૦ સ્વ૦ સંતોકબેન જેઓ પોતે સાત્વિકવૃત્તિવાળાં, ભજનાનંદિ, સારૂં કવિત્વ ધરાવનારાં છે તેમણે આ પુસ્તક પ્રકટ કરી પોતાના પિતામહનું રૂણ અદા કરી સાથે સાથે ભક્તજનો ઉપર પણ ઉપકાર કર્યો છે. આ ભજનમાળામાં તેમનાં પણ કેટલાંક ભજનો જણાશે. ભવિષ્યમાં તેઓ આથી પણ એક સારો શ્રીયદુરામજીના કાવ્યસંગ્રહ બ્હાર પાડી ગુજરાતી સાહિત્યમાં એક સારા કાવ્યગ્રંથનો ઉમેરો કરો એવું હું ઇચ્છું છું. ઇતિૐ

શ્રીગુરૂપૂર્ણિમા સંવત્ ૧૯૮૪
આષાઢ શુક્લ ૧૫, તા. ૨-૭-૧૯૨૮

शक्तिभक्त
**रणछोडलाल हरिलाल भट्ट**
व्यवस्थापकः "**कर्मवीर**"

"ઉત્કૃષ્ટ મુદ્રણાલય", રીચીરોડ ફર્નાન્ડીઝ પુલ નીચે, અમદાવાદ.
**મુદ્રકઃ પુરૂષોત્તમદાસ શંકરદાસ**

॥ श्रीबाला-मुकुंदायनमः ॥

श्रीसमर्थ शक्तिभक्त-कविश्रीमद्यदुरामजी रचित

# श्री मुकुन्द-भजनमाला.

## ભજન ૧

## નિરખ્યા મેં નંદકુમાર.

(રાગ. પ્રભાત)

આજ સખી વૃન્દાવન વાટે, નિરખ્યા મેં નંદકુમારરે
છેલ છોગાળો, રંગે રૂપાળો, શોભિતા શણગારરે— આજ•
કેસરી તીલક ઓપે છે અલકે, જળકે મુગટ માળરે— આજ•
કુંડળ લળકે ને ચુનિઓ ચળકે, જબકે જાક જમાળરે— આજ•
કેશરી જામા આવે છે સ્હામા, રામા રમણ સારરે— આજ•
કમર પટકો ચાલતો ચટકો, લટકો મોહન લાલરે— આજ•
પિતામ્બરને પાવલાં પહેર્યાં, ઝાંજરનો ઝમકારરે— આજ•
વેણુ વજાડને તાન શું ગાવે, માવે ભોળવી નારરે— આજ•
દાસ યદુરામ કેરો સ્વામી, પામી છું ભરથારરે— આજ•
મુસ્તક નામી વંદના વામી, સ્વામી દીન દયાળરે— આજ•

---

### ભજન ૨

# મહીનું દાણ.

( રાગ. પ્રભાતીયું )

કુણરે જાશે મહી વેચવા, માવો માગે છે દાણ,
આડો આવી ઉભો રહે, દે છે નંદાજીની આણ— કુણરે.
સોવર્ણ[1] મટુકી શીર ધરી, ચાલી ઉગે ભાણ[2],
સામા વાટે હશે શામળો, શામ ચતુર સુજાણ— કુણરે.
હુંરે બીઉ હરી નવ બોલ્યે, મારે ભય અણુભાણ,
એકલી દેખી અલબેલડો, કરે છે તાણા તાણ— કુણરે.
હુરીજન દેખે દુર થકી, મારા જીવનના પ્રાણ,
ચદુરામના સ્વામી મહી પીવા નીત્ય આવે છે આણે— કુણરે.



૧ સોનાની. ૨ સુરજ

## ભજન ૩

# આત્મ તત્ત્વ વિચાર.

( રાગ. પ્રભાતીયું )

ક્યાં થકી આવ્યો આતમા, કુણ મારગ જાશે,
કુણ તમે તેને નકી કરો, કીયે રૂપે સમાશે— ક્યાં થકી૦
મોહ માયાના ફંદમાં, વેદવાદીજ ભુલ્યા,
હું ને મારૂં નિશ્ચે કરી, જગ જોનીમાં ફુલ્યા— ક્યાં થકી૦
વાણી વિલાસના બ્રહ્મમાં, જુજવે મત બોલે,
સાચું સ્વરૂપ સમજતજો, અંતર પટ ખોલે— ક્યાં થકી૦
વંજયા સુત વીવા કરી, અનેકને વરે છે,
મૃગ તૃષ્ણા જળ નાહીને, ફુલ આકાશે ધરે છે— ક્યાં થકી૦
લવણ નાવ જળમાં વહે, બેઠી કાગ પુતળીઓ,
કોટે પથર બાંધી એમ કહે, આપણ કોઈ નવ કળીએ—ક્યાં થકી૦
એવા ગુણના કલોલ છે, જેમ સમુદ્રની છોળો,
અદ્વૈત પક્ષ લાધ્યો નહી, ખોવરાઈશું ખોળો— ક્યાં થકી૦
જાતાં ન જાણ્યો જીવને, હું તો સાથે પાસે,
જયમ દીપકને ઠારીએ, કહો જયોતિ ક્યાં જાશે— ક્યાં થકી૦
ઇચ્છા ક્રીયાને જ્ઞાનમાં, તુરીઆતીત જાણો,
જેને જેવા ગુરૂ મળ્યા, તેને તેવા વખાણ્યો— ક્યાં થકી૦
તારૂં મોક્ષ તારા વીશે, બીજાથી નહી થાયે,
યદુરામ અનુભવી સંતથી એસી પદ ઓળખાયે— ક્યાં થકી૦

## ભજન ૪

# કાનુડાની વાંસળી.

( રાગ. પ્રભાતીયુ-ગરબી )

માવો વગાડે છે મોરલીરે, કાંન વગાડે છે વાંસળીરે,
કારંદ્રીને કાંઠડેરે; માવો વગાડે છે મોરલીરે.
તન મન સૌ વ્યાકુળ થયાંરે, ઉભી મંદીરીઆ માંહીરે-માવો
વ્રજ વનિતા વ્યાકુળ થઇરે, પ્રભુ શું લાગ્યું જેનું ધ્યાનરે-માવો૦
ધન ધન નંદ જશોમતીરે, જેને તે જનમ્યા કાંનરે-માવો૦
ધન ધન ગોકુળ ગામનેરે, મારે વાલે કર્યો વીશરામરે-માવો૦
વનરાતેવન રળીયામણુરે, પ્રભુજી ચરાવે ધેનરે-માવો૦
જળ જમુના ભરવા ગયાંરે, પ્રભુએ દીધાં દરશનરે-માવો૦
સનતોકદાસની વીનતીરે, આપો ચરણમાં વાસરે-માવો૦



## ભજન ૫

# જય ! રણુછોડ !

### ( રાગ. પ્રભાત )

સુખનીધી સમુદ્ર રણછોડરાય રાજે. સેવકોના દુઃખ હરે,
દીપતા કુ ભાજે—સુખનીધી૦

આગળ અનેક જન સેવ્યા જેણે એક મન, ભવ સમુદ્ર તરી ગયા,
કીરતી જુગ ગાજે—સુખનીધી૦

પ્રેહલાદ અમરીષ વ્યાસ, ચરણ શરણ શ્રુજી દાસ અરજુન, સુખદેવ,
સનકાદીક શુભ છાજે—સુખનીધી૦

મોહને ગુમાન છોડ. સેવોને સદા રણછોડ, પુરે નીત્ય મનના કોડ
કૃપાદષ્ટિ જાગે—સુખનીધી૦



**વાંચનાર ભાઈબહેનોને પ્રાર્થના:—**

સુખની ઇચ્છાવાળાં ભક્ત ભાઇબ્હેનોએ સવારમાં પથારીમાંથી ઉઠતાં એકથી પાંચ સુધીનાં આગળનાં પાંચ પ્રભાતીયાં અથવા બને તેટલાં નિયમિત ગાવાં, પછીજ સંસાર કાર્યમાં ગુંથાવાથી ભગવાન તમામ કાર્યોમાં યશ આપશે. આ શ્રીયદુરામજીની અનુભવી વાણીથી સર્વ ભક્તોનું કલ્યાણ થશે.

**પ્રકાશક.**

## ભજન ૬

# શ્રીરણછોડરાયની.

## ( આરતી )

જય રણછોડરાયા પ્રભુ જય રણછોડરાયા,
આરતી પ્રિતે ઉતારૂ (૨) જશોમતીના જાયા—જય રણછોડરાયા૦

મેઘશ્યામ ચતુર્ભુજ, સુંદીર મુખ સોહીએ—પ્રભુ૦
નયન નાસિકા નીરખી, રતિપતિ અતી મોહીએ—જય રણછોડરાયા૦

મોર મુકુટ મકરાકૃત કુંડલ, પિતામ્બર ધારી—પ્રભુ૦
ઉર કમલા કૌસ્તુભમણિ, હાર મનોહારી —જય રણછોડરાયા૦

વસંત વસ્તી ક્ષુદ્ર ઘંટકા, ભાલ તિલક ભાલે—પ્રભુ૦
વ્રજયુવતી મન અટકે, હંસ ગમન ચાલે—જય રણછોડરાયા૦

અંગ અનેક બહુ શોભા, શી ઉપમા આપું—પ્રભુ૦
વારંવાર નીહાળી, હરિ શીર પર સ્થાપું—જય રણછોડરાયા૦

અધરામૃત, મોરલીધર, વિષધર અરી વાહન—પ્રભુ૦
સુરનર, મુનિ સુખદાયક, દાનવ મન દાહન—જય રણછોડરાયા૦

શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે હરિ અતિ બળ ધારી—પ્રભુ૦
જુગ જુગ પ્રત્યે જનમ્યા, દયા ધરી ભારી—જય રણછોડરાયા૦

ચતુરાનન, પંચાનન, નારદ, શારદ, શ્રુતિ ગાવે—પ્રભુ૦
શેષ સહસ્ત્ર ફણાધર શુક—સનકાદિક ધ્યાવે—જય રણછોડરાયા૦

અષ્ટ પદીચી આરતી પ્રિતે નિત્ય ગાશે-પ્રભુ૰
ભવસાગર તરી ભાવે હરિ ચરણે જાશે-જય રણુછોડરાયા૰

યદુરામ જનનો સ્વામી સારંગરામ પોતે-પ્રભુ૰
અકળ કળાથી અવિચળ જગમગતી જોતે-જય રણુછોડરાયા૰

---

### ભજન ૭

# ભાવનાં આમંત્રણ.

### ( રાગ. પ્રભાત. )

આવોને ગોપાળલાલ, શણુગાર બતાવું,
ભોર ભયો આનંદ ભયો, મંગળ દરશાવું—આવો૰

પદમ જેસી અંગુઠી, શોભીતા શ્રી જુગલચરણ
બાળ બ્રહ્મ માત સહીત જોતમાં જડાવું—આવો૰

તીલક ઉપર તલક ભાલ, કેસરી બનાવું
મોર મુગટ મુસ્તક સોહીએ, પીતાંબર ધરાવું—આવો૰

નાસીકાનું મોતી અધર, રૂપ શું બતાવું.
કાને કુંડલ રવી, શશી, જોતમાં જડાવું—આવો૰

ગળે શોભે ગુંજ માળ મુખ મોરલી ધારી,
શીશ શોભે ચંદ્રીકા, તે સંત જાય વારી—આવો૰

---

## ભજન ૮

# રણછોડરાયની આરતી.

( રાગ. પ્રભાત )

આરતી રણછોડરાય, મંગળા કરી,
નીરખતાં મુખારવીંદ, પરસતાં ચરણારવીંદ,
આપદા હરી—આરતી૦

એક નામ ચૌદ ભુવન, ચંચલા પુરી,
ઝણણણ ઘણણણ ઘંટ વાજે,
વેણુ વાંસરી—આરતી૦

બાજતે મૃદંગ તાલ નાદ ખંજરી,
રાજતે સિંહાસનસ્થ,
દિવ્ય મુરતી—આરતી૦

ચરણમેં નુપુર બાજે, હાથમેં છડી,
સંત આવી નીત્ય પ્રભુના,
દ્વારપે ખડી—આરતી૦

---

## ભજન ૯

# સારો ધર્યો શણગાર.

સારો ધર્યો શણગાર રણછોડરાય સારો ધર્યો શણગાર;
તમને નીરખું વારમવાર—રણછોડરાય૦

નાહી ધોઈ તમે બાજઠ બેઠા, સેવક શણગાર લઈ સનમુખ બેઠા,
પરથમ પેલી ધોતી ધરાવી; સારી સારી સુગંધી લગાવી,
ચંપો કેવડો મ્હેંક અપરમપાર—રણછોડરાય૦

કલગી તોરો ને કામળો ધાર્યો, પાંપણુ ઉપર પાગજ પેચે.,
દાંમણીએ આડો આંકજ વાળ્યો કડાં સાંકળાં બાજુ બંધ.
સુખકર જાંજરનો જમકાર—રણછોડરાય૦
ફુલ તુળસી ગુજ કમળની માળા, હાથમાં ગેડીને વાંસળી વાળા.
કેડે કસી કંદોરા સારા, હે ભગવત નોધાર આધારા
કમર પટકા સોહીએ અતી સાર—રણછોડરાય૦
મોર મુગટ મકરાકૃત કુંડળ. ઉર વેજંતી મોતીની માળ,
નેન વિશાળ શોભો અતી સારા, ભક્તજનો મન પ્રાણથી પ્યારા
લેલાવટની તીલક જડાવ—રણછોડરાય૦
શીશ ફુલ શીર ચંદ્રીકા સોહીએ, જોતાં રતી પતીનું મન મોહીએ,
મુખજ ઉપર મોરલી સોહીએ, વારી વારી વિઠલ વર જોઇએ.
રુપીયા સાંકળાં રતન જડાવ—રણછોડરાય૦
જરકસી પાગ કેસરીઆ જામા, કેવા શોભો છો નંદજીનાલાલા
ઘણા સારા મુને લાગો છો પ્યારા, કેમ કરૂં હરી અંતરથી ન્યારા
ગુણ ગાય યદુરામ દાસ—રણછોડરાય૦

---

## ભજન ૧૦
# શ્રીકૃષ્ણ દર્શન.
### રાગ—ગોડી

મોર મુગટ પર વારી, પ્રભુજી કે મોર મુગટ પર વારી,
સાંજ પડે હરી આવત વ્રજમે, કોટી કામ છબી વારી—પ્રભુ૦
ધન ગોકુળ ધન ધન વંદ્રાવન, હરી મુરતી જેણે ન્યાળી,
યદુરામ જન કહાં લગી છબી પર, તન મન ધન જાઉં વારી—પ્રભુ૦

## ભજન ૧૧.

# શ્રી કૃષ્ણલીલા.

### રાગ—ગરબી.

બાળ ચરિત્ર શ્રીકૃષ્ણનુંરે. સાંભળતાં નિરમળ થાય,
પ્રેમ પદારથ જીવનુંરે, તેના ભવનાં પ્રાયશ્ચિત જાય—બાળ૦
એક સમે સૌ નંદદાસીઓરે, કરે છે ઘરનું કામ.
જસોદાએ મન વિમાસીયુંરે, કાંઇ હવણાં સુતા છે શ્યામ—બાળ૦
કોઇ જગમગ દીપક રાજતોરે, કાંઇ મહી ઘર્યું ગોળી માંહી,
ઘુમર કંકણ ગાજતાંરે, કોઇ મથન કરે નીજ બાંહ—બાળ૦
કોઇ રતન પલંગથી લાલજીરે, ઉઠીને આવ્યા તાંહી,
જનુનીને જોઇ થયું વાલજીરે. પ્રેમે લીધા ખોળા માંહી—બાળ૦
કોઇ ધરણીધરને ધવરાવતાંરે. કાંઇ દુધ ગયું ઉભરાઇ,
ભુયે બેસારી ભગવાનનેરે, પેલુ દુધ ઉતારવા ધાય—બાળ૦
કોઇ ગોળી ફોડી એનાં ગોવિન્દેરે, ચોરીને માખણ ખાય,
આવીને જુવે જસોમતીરે. મહી માખણ વહી જાય—બાળ૦
બાંધ્યા દામોદર હરી દામણેરે, કાંઇ અખીલભુવનનો નાથ.
નંદજી જોઇ જાય ભ્રમણેરે. છોડી નાંખ્યા બેઉ હાથ—બાળ૦
કોઈ યદુરામના સ્વામી સોહામણારે, કોઈના બાંધ્યા ન બંધાય,
ગાય શીખેને જે કોઇ સાંભળેરે, તેનાં ભવનાં બંધન જાય—બાળ૦

ભજન ૧૨

# મનને ઉપદેશ.

રાગ ગરબી-પદ

મોહ ભુલાવેરે મના મોહ ભુલાવે,
ચેત લે અચેત મના મોહ ભુલાવે.

રસકે સ્વાદ મછ દેહ ગુમાવે.
નેનુંકે સ્વાદ પતંગ અંગ જલાવે-મોહ૦

ગજ વીશેકે મોહસે તો ફેર ન પાવે,
નાસીકાકે મોહસે ભમર જીવસે જાવે-મોહ૦

શ્રવણ મૃગ મોહ સુણે, પારધી ડરાવે,
જબ આવે નજીક તબ બાણ લગાવે-મોહ૦

એક વીષય આમ એસે પાંચ કુ પાવે,
જીને લગ્યા પાંચ તીને કુણ બચાવે-મોહ૦

કહે પદુરામ કામ સંતસે થાવે,
ભાવે ભજો રામ વીશેષોદબહાવે-મોહ૦

## ભજન ૧૩

# ભગવદ્ મહાત્મય.

(રાગ-સવૈયા)

કોઇ જપ કરો, કોઇ તપ કરો, કોઇ ધ્યાન ધરો, કોઇ જ્ઞાન કહો.
કોઇ દાન દયા દમ-સ્નાન સુતીરથ જોગ લીયે સીત ઉષ્ણ સહો,
ખટ વેદ પુરાણસું, કોવીદ રાજ્ય કે લોભસે દેહ દહો,
યદુરામ કહે સીતારામ મીલે જબ પાંચ વીષેસે દુર રહો.

(રાગ સવૈયા)

રસના કે સ્વાદ મીન તજે તન નેન સ્વાદ પતંગ જલે,
અલી નાક સ્વાદ ભયો દુઃખ દારૂણ, સંગ સ્વાદસે નાગ મરે,
કાન સ્વાદસે ગાન સુને મૃગ બાનસે પારધી પ્રાન હરે,
યદુરામ યું એક લગે જબ ડુબત પાંચ લગે જબ કૈસે તરે?

(રાગ-કવિત)

ત્રીભંગ નરમાઇ મછ કછ જેસે ગીરધારો
વારાહ નરસીંહ દંત, નખ ઘાત રહે હે.
વામન હોય જાચ્યોમહી, ફેર લીયો તીન લોક,
ફરસુરામ રામ જેસે, દુષ્ટ માર લહો હે,
બુધસે તો ઠીક સબ રૂપકી કલંકી આપ,
દસેં કે એક એક ગુન લેકે શ્યામ ભયે હે.
ગોપી કહ યદુરામ કૃષ્ણ અવતાર લીયો,
વ્રજ કે રછન કો ગે લછનન ગહેં હે.

---

## ભજન ૧૪

# રામ મહિમા.

(રાગ પદ)

જીને લીયા રામકા નામ, તે તો જગ જીત ગયે,
સર્વ શાસ્ત્રમાં નામ અધીક કહેવે, સમર્યા પુરે કામ સાધે સાધ ભયા—જીને૦
ધ્રુવ પ્રહલાદ અમરીખ વિભીક્ષણ પામ્યા વૈકુંઠ ધામ, સબ ઉપરામ થયા-જીને૦
એક રૂપ સબમેં નાહીં જાને, હે તે ન લહે વીસરામ,
વાદમેં જાશે વહા—જીને૦
કહે યદુરામ અલખઅવીનાશી પોતે છો, અલૌકીક
ગત જડી. જીને સંત દયા—જીને૦

---

## ભજન ૧૫

# શ્રી કૃષ્ણનો મેળાપ.

(રાગ પદ)

મોહે મીલા નંદકુમાર કુંજ મેં કેલી કરે—મોય૦
શામ સલુણે અંગ આભુષણવે, ઉર મોતનકે હાર
મુખપર મોરલી ધરેરે—મોય૦
ગાનતાન છંદ ભેદ મેં ગાવે, ષડજ રીષભ,
ગંધાર સમ સુર ભરેરે—મોય૦
બ્રહ્માદીકકુ દરસન દુરલભવે, ધન યા વ્રજકી નાર,
નીત્ય હરી નેન ઠરે—મોય૦
કહે યદુરામ યા ગુન સુન ગોપી થઇ ગઇ એકાકાર,
વન વન સંગ ફીરે—મોય૦

---

## ભજન ૧૬

# શ્યામ હિંડોળે.

### ( રાગ હીંડોળાની ગરબી )

સખી શાવણ આવ્યોરે, શામ સોભે સારા,
શણગાર અનોપમરે, સજે દીન દીન ન્યારા—સખી૦
મણી ખચીત હીંડોળોરે, નંદ ભુવન રાજે,
દાંડી ચારે સુંદીરરે, જોતાં તન મન લાજે.—સખી૦
પીળી પટોરી અનુપમરે, ચમર વીંજણ ઢોળે,
બહુ ભાતશું બોલેરે, કોકીલા ને વન મોર—સખી૦
વ્રજ નારી ઝુલાવેરે, ઝૂલે હરી રાધીકા,
જુવો નખશીખ નીરખીરે, મનોરથ સાધીકા—સખી૦
ગાયો સરસ હીંડોળોરે, સખા મીલી છંદશું,
વાજાં વાગે મનોહરરે, મીઠા મીઠા નાદશું—સખી૦
ઘન દેવ વીમાનેરે, કુસુમ સુર વેરે છે,
એવી શોભા જોવાનેરે, મહામુની તરસે છે—સખી૦
ગાયો સરસ હીંડોળોરે, બાળા મુકુંદનો,
બ્રખુભાણ દુલારીરે, નંદા નંદનો—સખી૦
અંતરમાં ઝુલાવેરે મહા સુખરાશને,
પુરણ પદ આપ્યુંરે, યદુરામ દાસને—સખી૦

## ભજન ૧૭

# નાશીને ક્યાં જશો ?

### ( રાગ ગરબી )

નાશીને જશો પ્રભુ કેટલેરે, તને હવડે સાહ્યો કાનરે.
તેં તો ઘણુરે કીધું મારૂં જાનરે—નાશીને૦
તારૂં મુખડુ માંખણે ખરડીયુંરે, તારા ખરડયા છે બે હાથરે,
શીખામણુ દેઉ તને શી ઘણીરે, તું તો જો આવે મારે હાથરે—નાશીને૦
કરમાં લેઈને કાંબલીરે, એ તો કુંવર પાછળ જાયરે,
રીસે લોચન રાતડાંરે, માતા જસોદા શ્વાસે ભરાયરે—નાશીને૦
દાંડે કેતી સૌ ગોવાલણીરે, માનતી નહી હું તેહરે,
આજ પરતક્ષ નજરે મેં ભાળીયુંરે, મારો ભાગ્યો મન સંદેહરે—નાશીને૦
અમર અંતરીક્ષથી આવીયારે, ચડી દેવ વીમાનરે,
કૌતુક જોવા શ્રીકૃષ્ણનુંરે, એતો પુરણ પરી ભગવાનરે—નાશીને૦
જોવા આવી સૌ ગોવાળણીરે, એ તો ઘરઘરથી વ્રજનારરે,
ગોળી ફોડી એના ગોવીંદેરે, ત્યાં તો મહીડુ વહે છે અપારરે—નાશીને૦
આગણે ફેરવે માતનેરે, સુત વદે છે વચનરે,
મુને સાહી કોઇ નવ શકેરે, મારી શરમ ધરે મોટા મુનરે—નાશીને૦
થાકયાં જાણીને માતનેરે, હેઠા બેઠા સુન્દર શ્યામરે,
જસોદાએ આવીને ઝાલીયારે, એ તો લક્ષ્મીપતી ભગવાનરે—નાશીને૦
યદુરામ દાસની વીનતીરે, જે કોઇ શીખે સુણેને ગાયરે,
પામે પદારથ ચારનેરે, તેના ભવનાં પ્રાયશ્ચિત જાયરે—નાશીને૦

---

## ભજન ૧૮

# ઈશ્વરની લગની.

## (રાગ ગરબી)

ચીતડામાં ચટકી લગાડી.

શામળીઆએ વાલે ચીતડામાં ચટકી લગાડી.
ભર નિદ્રામાં હું તો ઝબકીને જાગીરે,
દશમે દ્વારે મોરલી વાગીરે—શામળીઆ૦
નામ રૂપી તે વાલે નૌકા કીધીરે,
સંસાર સમુદ્ર તારી—શામળીઆ૦
વનરાતેવનના વાલા મારગ જાતાં,
મળીઆ છે કુંજ વિહારીરે—શામળીઆ૦
ટચલી આંગળી વાલે ગોવરધન તોળ્યારે,
ઈંદ્રનું માન ઉતારી—શામળીઆ૦
સંતનો દાસ નીત કરજોડી કહે છે,
ચરણ શરણ બલિહારી—શામળીઆ૦

---

## ભજન ૧૯

# શામળીયો વર.

## (રાગ—માન મુરખા મમ માયા સબસે બડીહે)

બેન બેની મારો શામળીઓ વર રૂડો,
મેંતો પહેર્યો અખંડ એનો ચૂડોરે—બેન૦
વનરાવન મોરલી વાગી, હુંતો ભરરે નિદ્રામાંથી જાગી,
મને મોહનની મોહીની લાગીરે—બેન૦

હુંતો નિત્યે ગોકુળ ગામ જાતી, જઇ નંદ જસોદાને કેતી,
રૂડા કૃષ્ણને વર માગી લેતીરે–બેન૦
સર્વે સંસારની માયાછે કુડી હુંતો ભરરે સમુદરમાં બુડી,
વર વિઠ્ઠલની પેરી મેં ચુડીરે–બેન૦
એણે ચિત્ત હરી લીધું મારૂં, જોઇ ચંદ્ર કમળપર વારૂં,
એના રૂપ ઉપર જાઉ બલિહારીરે–બેન૦
સંતદાસ તે કરજોડી કહે છે, આદ્યક્ષેત્રે આનંદ પુર રહે છે,
એતો નીત નામ કૃષ્ણનું લેછેરે–બેન૦

---

## ભજન ૨૦

# પ્રભુને પગે લાગો.

( રાગ–ઉભી અરજ કરે છે મીરાં રાંકડીરે )

સૌ કોઇ રણછોડરાયને પ્રેમે પાયે લાગજોરે,
ગોપીજન વાલાને હેતે સૌ સંભાળજોરે—સૌ કોઇ૦
ઉદ્ધવ કૃષ્ણજીને તેડી વેલા આવજોરે,
કોઇ લક્ષ્મીજીને વેગેથી બોલાવજોરે—સૌ કોઇ૦
સર્વે વૈશ્નવ જન મળીને વેલા આવજોરે,

### સાખી

રણછોડરાયને નીરખતાં, નિર્મળ થાશે મન,
ભાવ કરીને જે ભજે, જીવ્યું તેનુ ધન્ય,
પ્રેમ પુજાયો કરીને પાયે લાગશેરે,
દીન જાણી દયા કરશે દીનાનાથ—સૌ કોઇ૦

## સાખી

રૂપાળા રણછોડજી એને લળી લળી લાગું પાય,
ભાવ ધરીને જે ભજે તે ઉતરે ભવપાર.
વાલો ભક્તિ મુક્તિ આપે પુરણ પ્રેમથુંરે,
સંકટ ટાળી સુખીઆં કરે દીનાનાથ—સૌ કોઇ૦

## સાખી

મધ્ય રાતે હરી પ્રકટીયા, અને આવ્યા ગોકુળ ગામ.
ધન્ય ધન્ય જશોમતિ, જેને જનમ્યા કાન,
જેના શેષ શંકર સરખા પાર પામે નહિરે.
જેના અગમ નિગમ. વેદ પુરાણે ગાય.
તેને નંદ રાણી ઝુલાવી ગાયે હાલરણાંરે,
તેના કોટી કોટી પુણ્ય તણો નહિ પાર.
સૌ કોઇ રણછોડરાયને પ્રેમે પાયે લાગજોરે.

## સાખી

ક્ષમા ગુન્હા કરી માહારા, રાખો ચરણકમળની પાસ,
જનમો જનમ છીએ તાહારાં, એમ કહે સંતજના દાસ,
હું તો વળી વળીને જાઉં તમારે વારણેરે,
હુ તો લળી લળીને લાગુ પ્રેમે પાય,
સૌ કોઇ રણછોડરાયને પ્રેમે પાયે લાગજોરે,

## ભજન ૨૧

# શામળાનું સગપણ.

( રાગ—ગરબી )

શામળા તારૂં સગપણ મારે સાચુ,
અલ્યા વિઠલા તારૂં સગપણ મારે સાચુ, મારા વાલ્યમા—શામળા૦
હરીના નામનો હાટજ માંડયો,
ભક્તિ વેપાર કરૂં ઝાઝું, મારા વાલ્યમા—શામળા૦
વિઠ્ઠલ નામની વસ્તુઓરે વ્હોરો,
નામે નારાયણનુ નાણું, મારા વાલ્યમા—શામળા૦
જે જન ભાવે ભક્તિરે કરશે,
નાવે ચોર્યાશીનું બારૂં, મારા વાલ્યમા—શામળા૦
સંત તે દાસ નિત્ય ભકિત કરે છે,
અમે ભક્તિનું ભરીયું છે ભાથું, મારા વાલ્યમા—
શામળા તારૂં સગપણ મારે સાચુ.

---

## ભજન ૨૨

# ભગવત્‌ને માટે ભેખ.

( રાગ—દુઃખડાં દીએ છે દાડી દાડી )

કાયા કારણે ભેખ લીધો ગીરધારી,
મેં તો કાયા કારણે ભેખ લીધો (૨)
કાયાનું દેવળ મુને લાગે ઘણું કાચુ,
ભક્તિએ અમર કરી લીધો—ગીરધારી૦

એરે કાનુડે મુને કામણ કીધાં,
પ્રેમનો પ્યાલો પાઇ દીધો—ગીરધારી૦
કૃષ્ણનું નામ હું તો ઘડીના વિસારૂં,
મંત્ર અનુપમ દીધો—ગીરધારી૦
ગીરીધર વિણ મુને કાંઇ નથી ગમતું,
સંસાર સાગર દૂર કીધો—ગીરધારી૦
સંત તે દાસ સંતો કર જોડી કહે છે,
ભક્તિ સુધારસ પીધો—ગીરધારી૦

---

## ભજન ૨૩

# શ્રી ગુરૂદેવની આરતી.

### ( રાગ–મારે સોના સમોરે સુરજ ઉગીઓ )

હું તો આરતી ઉતારૂં ગુરૂદેવની, જેથી અંતરમાં થાય પ્રકાશ–હું તો૦
મેં તો જ્યોત પ્રકટાવી પંચતત્વની આત્મસ્વરૂપ અખંડ દરશાય–હું તો૦
વ્રત અમેરે પૂર્યાં જ્ઞાન તત્ત્વનાં ચંદન ચર્ચ્યા છે ચિત્ત અપાર–હું તો૦
પ્રાણ પુષ્પ ચડાવું પુરણ પ્રેમશું અક્ષત ચોડ્યા મેં ગુરૂને લલાટ–હું તો૦
ધૂપ ધ્યાન ધર્યાંરે ધમાકાર શું, નમ્રતા રૂપ નિવેદ્ય ધરાય–હું તો૦
સોહમ્ શબ્દ ઉઠયોરે આપોઆપથી, જઇ પહોંચ્યો છે પરનેપાર–હું તો૦
અરજી શ્રી ગુરૂસમર્થ જદુનાથની આપો હરનીશ ચરણોમાં વાસ–હું તો૦
જે કોઇ ગાય શ્રીગુરૂજીનીઆરતી, તેનો થાય અક્ષરધામમાં વાસ–હું તો૦

---

### ભજન ૨૪

# યમુના સ્તવન.

ઓ જુમનાજીરે માત હું તો કર જોડીને કરૂં વિનતી,
લાગું લળી લળી પાય, વ્રજના જીવન કરૂં છું વિનતી.
ઓ જુમનાજીરે માત, અંતરમાં તે ઇચ્છા ઘણી,
જોવા ઠકુરાણી ઘાટ, વ્રજના જીવન કરૂં છું વિનતી.
ઓ જુમનાજીરે માત. રંક ઉપર તે શાં રીસાણાં,
કરજોરે સંભાળ, દાસ પોતાનાં જાણીને,
આપો વ્રજમાંરે વાસ. વ્રજના જીવન કરૂં છું વિનતી.
ઓ જુમનાજીરે માત તનરે સુકાઇને તજ થયાં,
કંઠે ઉતરે ન અન્ન મનડાં કઇ પેરે વાળીએ,
માજી આપોરે દરશન, વ્રજના જીવન કરૂં છું વિનતી.
ઓ જુમનાજીરે માત, ગોવરધન જોવાનીરે ઇચ્છા ઘણી,
ત્યાં રૂડા નંદજીના લાલ, વ્રજના જીવન કરૂં છું વિનતી.
ઓ જુમનાજીરે માત, યદુરામદાસની વિનતી,
આપો વ્રજમાંરે વાસ. વ્રજના જીવન કરૂં છું વિનતી.



## ભજન ૨૫

# શ્રી રણછોડરાયજીનું પિઠોરીપોળમાં પ્રાગ

( રાગ-નદિ નર્મદાને તીર ચંડિગ્રામ છેરે લોલ )

પ્રભુ પાતળા તે રણછોડરાય છેરે લોલ,
મહા મેદની જોવા જાય છેરે લોલ,
હરી હુકમ કરો તે ચૂપ ચાલીએ જો,
દયા જાણીને દર્શન આપીએ જો,
આજ આપ્યાં શામળીએ સુખડાં જો,
જઇ મોહ્યાં મોહનજીનાં મુખડાં જો,
બંસી વાળાની ખૂબી ખૂબ છે જો,
મણી મુક્તાફળી તે લુંબા ઝુંબ છે જો,
તોરો ટેકમાં તે ઝાઝા મૂલનો જો,
પાઘ પીળીને ફેંટો ફૂલનો જો,
તારે પહેલાં તે આવો શો આંબળો જો,
નાથ કોકનાં કહ્યાં તે શીદ સાંભળો જો,
ચાર જુગનું વડનગર ગામ છે જો,
આજ અકળીત સાળંગરામ છે જો,
એ તો છે દક્ષિણ દરવાજા ભણી જો,
ત્યાં તો વસ્યા સકળ શિરોમણી જો,
નાથ ડાબા જમણી ઓળમાં જો,
મ્હેર કરી પિઠોરી પોળમાં જો,
મારી પોળે ઠગારૂં લોક છે જો,

પ્રભુને પ્રેમે ઓળખનાર કોક છે જો,
ધન્ય ધન્ય વડનગર વાસને જો,
ધન્ય આત્માનામ ગોકળદાસને જો,
જેને પ્રેમે પ્રભુ પધારીયા જો,
આપે સિદ્ધ લોકે સીધાવીયા જો,
કોઇ યોગી પુરૂષે આપીયા જો,
એ તો શિશ લેઇને સ્થાપીયા જો,
પૂજા સોળ પ્રકારે થાય છે જો,
સૌ સેવક મળીને ગુણ ગાય છે જો,
વ્હાલાનું તિરથ લેઇને પાય લાગશે જો,
એના ભવની તે ભાવટ ભાગશે જો,
સૌ સેવકને મ્હેર કીજીએ જો,
જદુરામને દર્શન દીજીએ જો,

---

## ભજન ૨૬

# મોહનજીના બાર માસ.

### ( રાગ—આવો હરિ રાસ રમો વ્હાલા. )

ઓરા આવો રણછોડ છોગાળા,
મોહનજી મોર મુગટ વાળા—ઓરા૦
કે કારતકે કૃષ્ણ કથા કરીએ, કે વર વૈકુંઠ પતિ વરીએ,
સારંગરામ ભજતાં ભવ તરીએ—ઓરા૦

કે માગશરે મ્હેર કરી મેવા. કે પ્રેમ જે કરશે સેવા.
પામે ઘણા મનવાંછિત મેવા—ઓરા૦
કે પોષે તો પિંડારી પોળે. પ્રકાશ્યું રૂપ કળા સોળે.
ત્રૂટે તેને આપે ત્રાગ તોલે—ઓરા૦
કે માહે તો મહા મંતર લેશે, ચરણામૃત કરી ઉપદેશે,
સેવે તેને સનકાદિક શેષે—ઓરા૦
કે ફાગણે ફાગ ખેલે અંગે, રાધાવર અલબેલા સંગે,
આઠે પહોર રહીએ ઉમંગે—ઓરા૦
કે ચૈતરે ચિત્ત હર્યું મારૂં, જોઈ રહી ચંદ્ર વદન તારૂં,
છબી પર કોટી કામ વારૂ—ઓરા૦
કે વૈશાખે વન શોભા રૂડી, પ્હેરો વર વિઠ્ઠલની ચૂડી,
સંસારની માયા છે કુડી—ઓરા૦
કે જેઠે તે જીવ શિવ જાણું. એ બેમાં અંતર નવ આણું
એ તો જેમ તાણામાં વાણું—ઓરા૦
અશાડે તો અગણિત ગુણ ભરીઆ, વ્હાલો મારો પ્રેમતણા દરીઆ.
નામ થકી અધમો ઉદ્ધરીઆ—ઓરા૦
કે શ્રાવણ સૃષ્ટિમાં સારો, મથુરામાં લીધો અવતાર.
અંધારી આઠમને બુધવાર—ઓરા૦
કે ભાદરવે તો ભાગ્ય ઉદય જાગ્યો, જસોદાને જીવન સફળ લાગ્યાં
થયાં વ્રજવાશીનાં મન માગ્યાં—ઓરા૦
કે આસોએ પુરી છે આશ, કે રંગભેર રમાડ્યાં રાસ,
દાસ વદુરામ ગુણ ગાય—આવો૦

---

## ભજન ૨૭

# વ્હાલાનો મેળાપ

### ( રાગ–સુણજો તમે ચતુર વેવાણ અમારીરે )

સખી હુંતો ગઇતીરે વ્રજની વાટેરે, વચમાં તો વ્હાલો મળ્યા મુને ઘાટેરે,
વ્હાલે મ્હારે કર સાહીને ઉભી રાખીરે, ભુદરે વાણી મધુરી ભાખીરે,
આ વેળા એકલડાં ક્યાં જાશોરે, વાત સુણો અંતરમાં છો વ્હાલારે,
મધુવનમાં દૈત્ય ભેગો કોઇ થાશેરે, તમને તો મહાવનમાં લઇ જાશેરે,
મરજી હોય તો સંગે હું આવુંરે, પ્રેમથું ઘર સુધી પહોંચાડુંરે,
હરજીના સંગે સંગે ઘેર આવીરે, પ્રભુજીની ટેવ મને ઘણી ભાવીરે,
આજે મ્હારે આનંદ ઉત્સવ થાયરે, જુવતીનાં જુથ મળી મળી જાયરે,
મ્હોટા મ્હોટા મુનીજન મરમ ન જાણેરે, એવાં સુખ વ્રજવનિતાઓ માણેરે,
જદુરામના સ્વામી જ્યાં મળીયારે, ત્યાંથી અંતરનાં દુઃખ ટળીયાંરે,

---

## ભજન ૨૮

# પ્રભુપધારો !

### (રાગ–ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે)

ઓરા આવો ધનસ્યામ કૃષ્ણ પ્યારે (૨)
તમે નંદજીના લાલા, તમે ગોપિઓના વ્હાલા,
દુરીજનથી ન્યારે ન્યારે—ઓરા૦
સોહીએ મોર મુગટ માંહી મોતી, મેઘ વરણ પિતામ્બર ધોતી,
એવો લાખેણો લટકો હૈડું જોતી

તિલક ભાલ, તિલક ભાલ, નયન વિશાલ. બેદનાલ.
કામ કરાર, એવા ખ્યાલ કરી બેહાલ. નંદલાલ ગીરધારે ધારે—ઓરા૦
સુની કુંડળ ગોળ કપોલ, સલીલ ડોન મીન જીવ ન કોએ,
કંડા જળમાં જુગ જુમી કલોલ મધુર હાસ્ય મુખ ભરીયાં તામ્બોલ,
સુન્દીર રંગ. સુન્દીર અંગ, ત્રની ભંગ. સાવરણ અંગ, જડયાં નંગ
કોટિ અનંગ. અતિ ઉમંગ સહિત વારે વારે—ઓરા૦
અંગે આભુષણ રાજે અપારે. કોટિ તુલસી કમલ ના હારે,
સોહાગી મોરલી અધર પર ધારે. લલિત ગાન. લલિત ગાન
ગાન તલી, સુરસંધાન, વ્રજના ધામ. વ્રજધામ ધામ ધામ મલી સાંમ
સુતા ભામ અરથ સારે સારે—ઓરા૦
જદુરામ કહે મ્હારા વ્હાલા, વારી છેલ છબિલા છોગાળા
ગાઉ ગોપિ ગોકુલ પ્રતિપાલા. વ્રજવાસ, વ્રજવાસ, કરી રાસ,
વ્રુમવાસ. પદ ઉપાસ, દાસ તારે તારે—ઓરા૦

---

### ભજન ૨૯

# પેલો કયાં ગયો કાનુડો

## ( રાગ-સૈયર શું કરૂંરે ? )

વનમાં ભુલી પડીરે, પેલો કયાં ગયો કાનુડો,
સહીયર શું કરૂંરે, મુજને કપટી મળ્યો કાનુડો,
મુજને દગો કર્યોરે, પેલે નંદરાયને છઇએ,
છોડી છેલનેરે, કહોને કયાં અમે તે જઇએ—વનમા૦

## સાખી

ગોકુળ ગામની ગોવાલણી તે મળી વેચવાને ચાલી.
મોરંગે મળીયા માવજી. ત્યાં રોકી રાખે આરી—વનમાં૦

ગોવિંદના અલબેલા આવ્યા, શાન અજબ ત્યાં કીધી.
માથાની મટુકી મારી. ઉતારીને ઝટ લીધી—વનમાં૦

આગળ પાછળ મેહેલ તમારા. વચમાં મારી મેડી,
પર મંદિરીએ રમતાં, શાન કરી શીદ તેડી—વનમાં૦

ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ થઇ છે હેલી.
અંધાર વનમાં મુજને મેલી કોણ અમારૂં બેલી—વનમાં૦

આગળ મુજને સહુકો કહેતું કાનુડો છે કપટી.
હું ભોળીક ભરમે ભુલી, ચોળા નાંખ્યા ચપટી—વનમાં૦

માતા મારી વેરણ થઇને, મુજને રોના મારી.
ઉછેરીને મોટી કીધી, દુઃખમાં નાંખી ભારી—વનમાં૦

ત્રીકમજીને પગલે પગલે, હીંડું હું તો જોતી.
હરજીવનના દર્શન વિના, આકુળ વ્યાકુળ રોતી—વનમાં૦

અરજ સુણી અલબેલા આવ્યા, હરખ્યા આગળ ચાલી.
જદુરામના સ્વામી છબીલા, અખંડ રજની ગાળી—વનમાં૦

## ભજન ૩૦

# કાને બંસી બજાઈ.

જુમનાને આરેરે વ્હાલે બંસી બજાઈરે,
બંસરી સુણીનેરે, તજયાં ઘરનાં કામ, રાધાજી રીસાણાંરે,
ગરબે રમવા ના આવીયાંરે,
અમારા ચઉટામાંરે, ડોશીડે હાટ માંડયારે,
ચુંદડી વસાવેરે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
અમારા ચઉટામાંરે, સોનીડે હાટ માંડયાંરે,
વાળીયો વસાવેરે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
અમારા ચઉટામાંરે, મણીયારીએ હાટ માંડયાંરે,
ચુડીલા વસાવેરે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
અમારા ચઉટામાંરે, સરૈયે હાટ માંડયાંરે,
ટીલડી વસાવે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
અમારા ચઉટામાંરે, માળીડે હાટ માંડયારે,
મોડીયા વસાવેરે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
અમારા ચઉટામરોં, મોચીડે હાટ માંડયારે,
મોજડી વસાવેરે રૂક્ષ્મણીનાર-રાધાજી૦
શ્રીકૃષ્ણ રાધાજીને રીઝવેરે, ચાલો આપણે રમીએ
કુંજમાં રાસ-રાધાજી૦
જદુરામના સ્વામી સોહામણારે,
આપ્યો એમણે અમને વ્રજમાં વાસ-રાધાજી૦

---

## ભજન ૩૧

# ઘટ-ગરબો !

વ્હાલા મારારે, ઘટ ગરબે રચના બણીરે,
પંચ મહાભુત પ્રકાશ મારા વ્હાલા—ઘટ ગરબે૦

વ્હાલા મારારે, માયા પ્રકૃતિ એ માટલીરે,
ત્રણ ગુણ કાટીયાં માંય મારા વ્હાલા,
પૂર્વ કર્મના કપાશીઆરે,
વાતી છે ત્રણ દિશાય મારા વ્હાલા—ઘટ ગરબે૦

વ્હાલા મારારે, તેલ તે તુરીઆતીત છેરે,
ચાર ચાર પદારથ પુરાય મારા વ્હાલા,
બ્રહ્મ જ્યોતિમાંહી ઝગમગેરે,
પટગુણ રંગે રંગાય મારા વ્હાલા—ઘટ ગરબે૦

વ્હાલા મારારે, ઓહમ સોહમની ધ્યન કરીરે,
પ્રેમ એ પુષ્પના હાર મારા વ્હાલા,
કારણ કંકુ ચડાવીએરે,
ચીત ચોખા અરપાય મારા વ્હાલા—ઘટ ગરબે૦

વ્હાલા મહારારે, કર્મેન્દ્રિયોની કોરણીરે,
જ્ઞાનિન્દ્રિયસુ કોરાય,
બુદ્ધિ અસ્ત્રી માથે ધરોરે,
આનંદ ઉરમી નાર મારા વ્હાલા—ઘટ ગરબે૦

વ્હાલા મારારે, શબ્દ તે ચિત્ર સોહામણારે,
અક્ષરાતિતથી ઓળખાય મારા વ્હાલા,
ભાત્રા તિરથ જઈ ભેટીએરે,
મનાતીથથી પળાય મારા વ્હાલા—ઘટ ગરએ૦
વ્હાલા મારારે, કાળ તાળી લે તાંનમાંરે,
ગાય ફરતી ત્રણસોને સાઠ મારા વ્હાલા,
લક્ષચોર્યાસી ગલી ફરીરે,
આવ્યો છે મનુશા ઘાટ મારા વ્હાલા—ઘટ ગરએ૦
વ્હાલા મારારે, અભીમાની અથડાવતારે,
નંદાય ખરખરો થાય મારા વ્હાલા,
સ્વરૂપ ચીત્ત સોહામણોરે,
દેવ દૃષ્ટિ દેખાય મારા વ્હાલા—ઘટ ગરએ૦
વ્હાલા મારારે, ગુણુતીતીઓની ગોપીઓરે,
સુન મંડળનો રાસ મારા વ્હાલા,
કળા રૂપે છે કાનજીરે,
અનુભવી આસો માસ મારા વ્હાલા—ઘટ ગરએ૦
વ્હાલા મારારે, ખટ ઉરમી દરશન કરેરે,
મચ્યો છે માતો ખેલ મારા વ્હાલા,
મન મેળો ઉમડો સઈરે,
ભજતાં પાડે ભેદ મારા વ્હાલા—ઘટ ગરએ૦
વ્હાલા મારારે, જ્ઞાન-વૈરાગ્યનીરે માનતારે,
શ્રી સતગુરૂ પુરે આશ મારા વ્હાલા,
અગમ પારે જઈ અરપીએરે,
ગાયે જદુરામ દાસ મારા વ્હાલા—ઘટ ગરએ૦

---

# વાંચવા જેવાં ઉત્તમ પુસ્તકો

**દંપતી મોક્ષ મંદિર:—** સંસારમાં સ્વર્ગ સુખ ભોગવવાની કામનાવાળાં પવિત્ર દંપતીએ આ પુસ્તક વાંચવુંજ જોઇએ. પૃષ્ઠ ૧૨૫ મુલ્ય રૂ. ૧—૦—૦ પોસ્ટેજ સાથે

**લક્ષ્મી-કાન્ત ભાગ ૧ લો:—** આ એક ઉત્તમ સાંસારિક નવલકથા છે. એના એક એક પાનામાં એવો રસ ભર્યો છે કે: ચોપડી પૂરી વાંચ્યા વગર જીવને ચેનજ નહિ વળે. પૃષ્ઠ ૨૭૦ મુલ્ય રૂ. ૧—૮—૦

**લક્ષ્મી-કાન્ત ભાગ ૨ જો:—** આ બીજો ભાગ પહેલા ભાગ કરતાં અતિશય આકર્ષક છે. પાને પાને સુન્દર ઉપદેશ ભર્યો છે. આ સંસારમાં દુર્જનો શું કરે છે. અને સજ્જનો પોતાની સજ્જનતાથી દુર્જનોને કેવી રીતે સન્માર્ગ પર લાવી સંસારની સેવા કરે છે. એ ઉપરાંત આ પુસ્તકમાં નીતિના શ્લોકો મુકયા છે જેથી વધારે જ્ઞાન મળે એમ છે. પૃષ્ઠ ૨૬૪ મુલ્ય રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જૂદું.

**શ્રી પ્રશ્નોત્તરમાળા:—** ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં પદોનો આ સંગ્રહ છે. મલાતજ-વાળા વિદેહ મુક્ત મહાત્મા છોટમ્ મહારાજના ભજનો છે પછી શું પૂછવું ? પૃષ્ઠ ૨૫૦ મુલ્ય રૂ. ૧—૦—૦ પોસ્ટેજ જૂદું.

ઉપરનાં પુસ્તકોમાંથી એક પણ પુસ્તક ખરિદનારને **પતિવ્રત** ગીતા નામનું પુસ્તક ઉપરથી ભેટ મળશે.

લખો:—

**રણછોડલાલ હરિલાલ ભટ્ટ.**

રાયપુર, બાઉઆની પોળ—**અમદાવાદ.**